III ૩૪૧

# વીવેક સાગર રાગ સંગ્રહ

## ભાગ ૧ લો

૨૪૩૭

જેમા

તરેહ તરેહના ગીતાદીક રાગના સ્તવનો વીવેક સાગર સુરીજીની પધરામણી તથા નેમીનાથજીના વધાવા માંડવા તથા વરઘોડા તથા પોખણાં તથા ચોરીના ગીતના રાગના સ્તવનો તથા રાજુલના સાત વાર તથા પંદર તીથી તથા બાર માસ તથા ગુવરી તથા રાસડા ગરબીઓ વીગેરે ગાયનો સમાવેલાછે. માટે તે સાવક ભાઈઓના હીતને સારૂ

૨૪૩૯

રચનાર

**શા૰ નરશીભાઈ જેઠા**

છપાવી પ્રસીદ્ધ કરનાર

**શા૰ માંડણભાઈ રાઘવજી**

---

**મુંબઈ**

પારસી પ્રિન્ટીંગ પ્રેસમાં

દીધાછે શાંમટા, જડીયાં તોરણ બાંધ્યા ચોકફેર ઘુઘરીયારી ઘેર નેમીનાથનો. શોનારૂપાંના બઉ થંભછે, રૂડા મુકયાછે દશ બાર દવાર નેમીનાથનો. જીરે ભીત ચીતરાવી માણી મોતીયે લીપી લીધી કનકતાણી ગાર. નેમીનાથનો. જીરેરંગ બેરંગી ચીતરાવીયા, હીરામાંણુક રતન અપારઃ નેમીનાથનો. મોટા તખતા મુકયા ભલી ભાતના આરશીયોનો નહી પાર નેમીનાથનો. જીરે હાંડી ઝંમરની શોભા ઘણી જીઆં બેઠાં ઇંદ્ર ઇંદરાણીશાથ નેમીનાથનો. જીરે ગલીચા વિછાવયા બહુ મુલનાં, જેમાં રતન જડયારે અમુલ નેમીનાથનો. જીરે વાજતર વાજે કઇક ભાતના, એમાં ઇંદર શિલાખાનોઠાઠ નેમીનાથનો માંડવો. જીરે કનકતણાં કીધાં ઝાડવાં જેની શોભાછે અપરમપાર નેમીનાથનો. જીરે ધજા ફરૂકે ઘણી શોભતી જીહાં શુરીનર કરે શઉશોવ નેમીનાથનો. જીરે મંડપ તોરણ લટકાવીયાં તેમાં મોતીતણો નહીપાર નેમીનાથનો માંડવો. જીરે જોવા આવયા શરવે દેવતા, રચના દેખીને પ્રભુ ગુણગાય નેમીનાથનો. જીરે મંડપ રચના કરી બઉ શોભતી દેખી નરશીદાશ ગુણગાયઃ પ્રભુ શરણે જાય નેમીનાથનો માંડવો.

માળીયામાં ચોરી મંગલ વરતાય.

શેરમાયે ચોકાશી રખાવોરે, ડાંમોડામ ચોકી પારા મુકાવોરે. રસતા ઝાડીઝુડીને શાફ કરાવોરે, મારગ માંહે નીરમળ જળ

છટકાવોરે નેમીનાથની જાનને ઉતારા દેવરાવોરે મોટા મેલ શારીરીતે શણગારો રે, રથ ઘોડાહાથી ઘણા બળવાન: ખાઇપીને થયા અતી મસ્તાંન, શાજ માંડી રાખો શહુ તયારરે, માગે તેને દેશો નલાગે વારરે, પશુઓના વાડા ભરાવી રાખોરે, જાંન શારૂ પકવાંન કરીને થાપોરે, એમ મન નેમીનાથ તવ ચિંતેરે, મુજકારણથી જીવહિંશા બહુભંગેરે ધિકપરણું હવે અવિજ્ઞ નારીરે મોક્ષનાતો શુખ મુકયાં મે વીશારીરે તોરણથી રથ પાછો ફેરાવીરે, આવી પોતા જયાંગિરી વરછે ભારીરે, નગ્રમાહે થાવા લાગો ઉલકાપાત રાજુલ મને પડી ચિંતાની ફાળરે, વર તોરણથી પાછો વળી જાય રે, મારી શુદ્ધ બુધ્ય શાથે લઇ જાય રે, રાજુલ ચાલી રથની જોતી પાય રે, શંજમ લઇને પ્રભુજી તીરથંકર કેવાય રે, રાજુલ પણ મોક્ષ પદવી જાય રે ભાવે કરી દાશ નરશી ગુણ ગાય રે આસ્યા મડલી ગામમાં જે કેવાય રે તવન બાંધી પ્રભુ તણા ગુણ ગાય રે:

કછદેશથી માળણ વાપરી એ રાગ.

જીરે વરઘોડે વર શંચરયા, બેઉ પાશે ચમરવીંઝાય શુંદર વરપારશને. જીરે છત્ર ધરે શુરીવર સદા, ચમર ઇંદર તે વી ઝાણાવાય શુંદરવર. જીરે સોવણ સાજે શોભતા, હય ગજરથ પાય કંકોક, શુંદરવર જીરે દેવદેવી નરનારીયો ચાલે હરખથી ઢાડાહોડ શુંદરવર. જીરે દેવ કુંવર શમ દીપતા, ચાલે શેવાલા

શ્રીકાર: શુંદરવર. પારશાને. જીરે નવાનવા અડંબરે કરી, જો તાં ઉપજે હરખ અપાર શુંદર. જીરે કઇ બેઠા શુખપાલમાં કાંઇ રાજ વના ચકડોલ શું૦ જીરે હય ગજ રથ બઉ ગડ ગડે એમ કુલસુત કરતાં કલ્લોલ શું૦ જીરે શુરીનર બઉ શાજન મલયા કરવસ્ત્ર ઘરેણાંના ઠાઠ શુંદરવર પારશાને. જીરે મુખ તંબુલે પુરીયાં, શુણી બરૂદને બોલે જય ભાટ શુંદરવર. જીરે અંતરદાંનીયુ ગુલાવની, છાંટે માંહે માહે ધરીનેહ શુંદર. જીરે ગજરા ઘાલયા ઘણાં ફુલનાં, ચુવા ચંદન અગર ચરચાય: શુંદરવર પરશાને. જીરે અબીલ ગલાલ ઉડાવતાં, છાંટે કેશર મૃગ મદવાર: શુંદર. જીરે ઘુપ ઘંટી બઉ મહમહે નાચે નાટક અમરી અપાર જીરે અષ્ટમંગળ આગલ વહે, અસી કુંત ફલક ઘુજધાર. શું૦ જીરે વરંત્રમાંન પુરૂશા વહે હાસયકાર ચાતુરતકાર શુંદર૦ જીરે સુર ગંધરવ મલી ઘણા, વાજે શુર મંડલ ડફ બીન શુંદ૦ જીરે મુનીમંડલ ધીકારથી વળી ગાય મધુર શુરલીન શુંદર૦ જીરે ઢોલ નોબતો ગડગડે તેમાં વિચ વિચ વાજે ટકોર શું૦ જીરે લાલ છંદના માનથી એ પડે ન ગારાની ઠોર શું૦ જીરે ભુંગલભેરી ન ફેરીયાં વીણાવાશળા રશીક નીશાંન શું૦ જીરે ગશાચશાતી શારણાયું કુરે ચો દિશ કરતીગાંન શુ૦ જીરે વામાયે મોડ બાંધીયો લઇ લાંમણ દીવો હાથ શુ૦ જીરે ઈદ્રાણી જુતરથ ચડયા તશ ફુલવંતી નારી

શઉસાથ શું૦ જીરે શરલે શાદ શોએલા ગાયું ઉલટઆંણી અંગ શું૦ એમ જાંનડલીઉ શઉ પાશછે પેરયા નવલા વેશ શુરંગ શું૦ જીરે નગર નારીયો બારીયે શજે ગોખ અટારી ધાય શું૦ જીરે વાજંત્ર નાદને સાંભલી અતી તનમન આકુલ થાય. શું૦ જીરે ઇસતરીને વાલાઘણા કરી કાજળ ને સીદાર શું૦ જીરે વળી વીશેશે વાહલા કાંઇ દુધ જમાઇ તુર. શું૦ જીરે વાજગાજ શાંભળી આવે અરધ તીળક ધરી ભાળ. શું૦ જીરે એકઆંખ આંજીકરી જોવા ચાલે કાંઇ અવીવેક. શું૦ જીરે ઢરતા ગીરનારૂઆ મુકીને જોવા ધાય આય શું૦ જીરે પ્રોછતી બાલ રમાંડતી શખી બાળક લઇ પળાય શું૦ જીરે અવલીં કંચુકી પેરતી કાંઇ અરઘશાના નથી બાળ શું૦ જીરે ચંદન પગેં ચરચતી કાંઇ અરતો લગાવતી ભાલ શું૦ જીરે ઓઢણ અવલાં ઓઢતી કટી મેખલા ઘાલતી કંઠ શું૦ જીરે હાથે ઝાઝર ઘાલતી પગે કાંકણ ઘાલે ઉમંગ શું૦ જીરે પુરવધુ એમ ઉછવ જુએ મનમાં આનંદ નમાય શું૦ જીરે મોતી શુવરણના ફુલડે વધાવતી પરભુ ગુણગાય શું૦ જીરે પુરજન થાઠ મલી જુવે દોડીને ચોક બજાર શું૦ જીરે પરભુ આવી ઉભા રયા ફરતાં મંડપ તોરણા દવાર શું૦ જીરે સોલાયે પાંણી છાટણ માગીયુ તયારે ભુખાણદીયે ભુપ શું૦ જીરે ઇંદર કહે વેવાંણને પોંખો પરભુને ધરી હવે ચોપ શું૦ જીરે

ઉકોને આરગુ શું થાઓ અમે આવે થઇ ઘણી વાર શું૦
જીરે આંગણ રંગ વધામણા શુણી આવે પરસન જીનનાર સું૦

વરજી ઉતારેઆ વાડીએ જાનલડી વાડીઆ બારરે
એ રાગ.

સીધા રથના નંદન વીરજી વીનંતડી અવધારો રે,
ભવ મંડપમાં નાટક નાચયો; હવે મુઝ પાર ઉતારો રે શી
ધા રથના નંદન; તીન રતન હાલો મુઝ તાતે, જેમ મન
નાવે સંતાપે રે; દાન દેહનતા પરભુજી કશારકઇ આપો પધવીર
આપે રે; શીધ્રા રથના નંદન વીરજી. ચરણ અંકુઠે મેરૂ કંપા
વેઓ, મોડે આશુરના માન રે, અસ્ટ કરમનો જગડો
જીતયાં; દીધા વરશી દાન રે. શીધા રથના નંદન, શાશન
નાએક શવ શુખદાએક તરશલા કુંખે રતન રે, સીધા રથનુ
વંશ દીપાવેઓ, માહાવીર તુમ ધન ધંન રે, શીધા રથના
નંદન. વાંચક શખરે કીરતી વીજય ગુરૂ, પણમુતાશ પશા
એરે; ધરમ તણાએ જન ચોવીશ વીનય વીજય ગુણ ગાયરે
શીધા રથનાં નંદન.

જંગી મેડી હેઠ બાડા જખદક દીવડોરે એ રાગ.

શમત શખર ચાલો જઇએ મોરી શજની રે, વીશે રે ટુંકે
વીશજને સર રે; વંધતાં પાપ ન લઇએ મોરી શજની રે,

શમ્મત શખર દેશ પરદેશના શંગજ આવે રે, જાતરા કરીને સુખ લઇએ મોરી શજની રે; શમત શખર ચાલો૦ મન વ ચન કાયાએ ફરી પરદખણા દીજે રે, મંન વંછીત ફળ લ ઇએ મોરી શજનીરે; શમત શખર ચાલો૦ ઉતમ એ ઘેરી વાર શોવંતા રે, અજર અમર પદ લઇએ મોરી શજની રે; શમત સખર ચાલો જઇએ મોરી શજની રે. ॥ ૨ ॥

રે બાર બતરીશી મારી તરાભડી; મેલે અડી માડવ હેઠ એ રાગ.

હુંતો કળશ ભરૂ તે ગંગા નીરના, નમણ કરૂં માહાવીરના વીરજણેસ વાંધીએ, વાધીને પાપને ખાંઠો રે પરાણીજને સર વાંધીએ; હુંતો પીયાલાં ભરૂ તે કેશર ગોરના, માંહે મરગ મધ, અમુલકેમારા વીરજને શર વાંધીએ. હુંતો તલક કરૂં તે નવ અંગના, ફુલ ચડાવું પંચ રંગકે; મારા વીરજને શર વાંદીએ, હુંતો પુજા કરીને થાઉં પાવના, ભાઉં તે આગળ ભાવના, વીરજને શરવાંદીએ ઇતો ભાવ ભક્ષાતે મુંદરા શેહેરના, જયાં વીર બેશાજે જય જય કાળેના; વીરજને શંવા દીએ જયાં શંગ શદાઇ આનંદનાં ઉમેદ મંડળી કહે સુખ કંદના: વીરજને શરવાંદીએ; વાધીને પાપને છાંડો રે, પરાણીજને શર વાંદીએ. ॥ ૩ ॥

જબડક દીવડો રાજકુંવરીને હાથ મેલીને ચાજેઆ
શાશરે રે એ રાગ.

વારી પ્રભુ દશમાં શીતળનાથ શાંભળ રે એક વીનંતીરે વારી પરભુ મારે તુમસુંઉં પરીતકે, અવર સુંન આંખડી રે, વારી પ્રભુ ભાદળ પુર અવતાર કે દ્રઢ રાજીઓ રે રેવારી પ્રભુ નંદા માત મલારકે, કુળમાંહે ગાજીઓ રે રેવારી પ્રભુ સીરીવછ લંછન પાય કે, પરભુજીને શોભતાં રે, રેવારી પ્રભુચંદ કહે કરજોડકે અવીઆણા રંગ સુરે. વારી પરભુ દશમાં શીતળનાથ. ॥ ૪ ॥

આલાનીલા વાણશાએ અગર ધડુકે એ રાગ.

સુંમતીનાથ પરભુ દરસણ દીજે, મુજરો મારો માનીને લીજે, શાહિબ સુંમતીનાથ પરભુ પેઆરા; ચરણ પખાલુ પ્રભુજી તુંમારા; સુંમતીનાથ કેશર ચંદન ચરચીઉ રે અંગે, ફુલ ચડાવું પેઆરા પંચરંગે, ઘંટ બજાવું ને નાટક નાચું, પરભુ ગુણ ગાતાં મનડામાં રાચું, સુંમતીનાથ પરભુ. પંચ સુમંદ્ર વાજા વગડાવું, અગર ઉખેવુંને પરભુ ગુણ ગાઉં, રૂપ ચંદ્ર ગુણ ગાવત હરખેં, ઉમેદ મંડળી દેખી મન નીરખે; સુમતીનાથ પરભુ દરશણ દીજે, મુજરો મારો માનીને લીજે. ॥ ૫ ॥

તેડોતેડો રે વાલંભ સુથાર બે ચાર નવલખો વાણા
ગડાવસું એ રાગ.

શેવો પ્રાણી રે શાન્તી સોળમાં જંન રાજ, સુનો એક વીંનતી માહેરી ગુણ ગાયાં રે લાગી પુરણા રે પરભુજી તુંમ સાથે પરીત, અવરન દેખું આંખડી ગુણા ગાયાં રે, અસવ શેન રે અચડા દેવીકો નંધ્ર, નગરી બનારસના રાજીઆ ગુણ ગાયાં રે, મંરગ લંછણ રે પરભુજી તુજનેરે સોહાએ, ધનુશ ચાલીસની દેહડી ગુણા ગાયાં રે, ભવ ભમમાંત રે લાધો તુંમ પદશેવ, દાસ નરસી ગુણ વીનવે ગુણા ગાય રે ॥ ૬ ॥

લગન બાજોટીઆ શો હીરે રે જડીઆ એ રાગ.

વાજત રંગ વધાઇ નંગરમે; જયજયકાર ભયો જન શાસન, વીરજંણંધ કીધો દવાઇ નંગરમે, વાજત રંગ વધાઇ નંગરમે; શભશાખીઅંન મીલ મંગળ ગાવે, મોતી અન ચોક પુરાઇ નંગરમે, વાજતરંગ કેશર ચંદન ભરી અકચોલી, સાહેબ જોતીશ વાઇ નંગરમે, વાજતરંગ હરખ ચંદ પરભુ દરશાણા દેખા, હે જસું આવત નેણ, નંગરમે, વાજત રંગ વધાઇ નંગરમે. ॥ ૭ ॥

## રાગ રાસુડો.

સઇઅર સીધને વોરાવો મને શાસરે જો એ રાગ.

ધન ધન રે દીવાલીમારે આજ નીરે જો, કે મેંના છબી

જોઇ જન શર્જંની રે જો; ધન ધનરે દીવાલી મારી આજનારે જો, પેરી અંગી અલોકીક જાતની જો, માહે બુટી દીશછે ભાંત ભાંતની જો, ધન ધન રે દીવાલીમારે આજનીજો માણી હીરલા મોગટમાં જડેઆ બહુરે જો, કાને કુંદલની શોભા સી કહુંરે જો, ધનઘન મને કરપા કરી તે કહું કસીરે જો, કે મારે વાલે મુજ સામું જોયો હશી જો; ધન ધનરે દીવાલી મારી આજ રે જો, કે પરભુસાંતી જાણ્ય હઇએ વશોઆજો, થઇ સુર સ સીની ચડતી દશાજો, ધન ધન રે દીવાલીમારે આજનીરે જો.

ઓધવ નંદનું છઇઓ તેનમેરી થઆરે જો, એ રાગ.

ધનધનરે ચોગડીઉં મારે આજનુંરે જો, મેં તો મુખ ડો જોયો જંનરાજનું જો, ધન ધનરે ચોગડીઉં મારો આજ નોરે જો, વાલાના વંદન પર કોટિક ચંદરમારે જો, પરભુને નીસદીન વાંચુંછું હું તો ખમા જો, ધન ધન; પરભુનું મુખ ડું જોતાં રડ લાગશેરે જો; દુઃખ જનમ મરણના ભાગ શે જો; ધન ધન૦ વાલો મનના માના સુખ આપશે જો, કરી પોતાનો ક્ષય પદ થાપશે જો; ધન ધન૦ ગાયો ગીત ગાન તાન સઉન સોહામણારે જો, સુર નરસીને સદાઅ વધામણારે જો, ધન ધનરે. ચોગડીઓ મારે આજનોકે જો ॥ ૯ ॥

## રાગ રાસુડો.

ઓરીતે મોરી હલવે હલવે ચાલજો એ રાગ.

સુરસા નંદન જુગદા વંદન દેવજો, દેહેરે નવરંગી નીત; મીત ભેટીએરે જો, ભેટેઆથી સુખ થાએ મોરી બેની જો ભવ ભવના પાતકડા અલગા મેલીએરે જો, સુંદર સાડી પેહેરી ચરણાચીર જો, આવોરે ચોવટડે જન ગુણ ગાઈએરે લો; જન ગુણ ગાતા સુંથાએ મોરી બેની જો; પરભવરે સુર પદવી સુંદર પામીએરે જો, સીરી જુગનાયક લાયક તુંમ ભગવંત જો; લાયકરે તુંમ શરીખો જગમાં કોએ નઈરે જો. પામી હવે મે તુજ શાસન પરનીત જો, તયાંને રે એક ધેઆને પરભુ આવી મલેઆરે જો. ઉંચ પણું પચાસ ધનુસનુ માન જો, પાછો રે વળી આ યુસલાખ છતરીસનો રે જો, સીરી ગુરૂ વિવેક શાગર સુરિ પસાય જો; નીસદીન રે એક ધેઆને પરભુ ગુણા હઈએ ધરું રે જો. ॥ ૧૦ ॥

ભમરો ઉડેરે રંગ મોલમાંરે પડેરે નગારાંની ઘોષ એ રાગ

આજ સફળદિન માહેરોરે વંદ્યા શ્રીરધુણોવારાહે રે. કેસરીયોજી ભેટીયા મેતા ડવાગડ વિચ શોભતા રે બાવન જિંનાલે પરશાદ રે. કેશમેરૂસમ ઉતમ દેહરા રે કોરણી અતીશે શ્રીકાર રે કેસરીયોજી ભેટીયા રે. થંભે થંભે શોભતી પુતલી જાં

ળીયે દેવવિમાન રે કેસરીયોજી બેઠીયા રે રતન જડીત સુવરણ અંગીકા રે તેજેજડામણી ભાંણ રે કેસરી. ગઉ મુખ જક્ષચકેસરી રે સાસન દેવતાએહરે કેસરીયોજી બેઠી યા. પરભુજીની મુરત મોવની રે ત્રપતીમાં પાંમયાં છે નેણ રે કેસરયોજી આસા ધરીને હું આવીયો રે દેઓ દરસણ મહારાજ રે કેસરયો. કેસરના કીચલ ચોરયા રે હોયે નીતમંગળ માંળ રે કેસરીયોજી મહિમાવંત મોટા તમે રે જગ સઉને મેજ સપા યરે કેસરીયો કલજુગમે રે સા ચોધણી પિરતોછે પુરાણ હાર રે કેસરીયો સંવત ૧૯૭૨ ઓગણ બાતેરો વઇસાખ વિ દબીજ સાર રે કેસરીયોજી. શેઠ નરસી નાથાના સંગમાં રે વર તેછે જય જય કાર રે કેસરીયો.

## ગુંજરી-તીખ્યત.

ભમરા રૂણઝુણ કરતો ભમરો સંચરયો એ રાગ.

સખી ચાલોને પરભુજી જાયે વંદવા સખી સજીયે તેશો લસણ ગાર રે સઇયેર મોરી ચાલોને પરભુજી જાયે વંદવા એ ટેક.

સખીબાયે બાજુબંધ બેરખા હાથે બંગડીનો રે છમકાર રે સઇયર મોરી ચાલોને કંઠે હાર શોભે તે નવલાખનું હીરાં માંણુક જડીયા અમુલ રે સઇયેર મોરી ચાલોને. સખીને ચંદર સરીખો શોભે ચાંડલો જેનું મુલછે અપરમપાર રે સઇયરમોરી. સખી

ચીરપેરચો રે નવરરંગના જેનાં પાળવ કરે ચલકાટ રે સઈયર મોરી ચાલોને. સખી કંચુકી શોભે કસબી ભરતની ઝડીયા મોતીયેં બાંધયા રૂડા મોરરે સઈયેર મોરી ચાલોને પરભુજી જા યે વંદવા. સખી સજીયા શણગાર ભલી ભાતના જેની શોભા તે કહી નવ જાય રે સઈયર મોરી ચાલોને સખી હરખ ભરી સહુ ચાલતી ભાવે પરભુ તણા ગુણ ગાય રે સઈયર મારી. સખી શેઠના ઘરની આવી ભાવે ઉમેદ મંડલી ગુણ ગાય રે. સઈયર મારી ચાલોને પરભુજી જાયેં વંદવા.

## ગુવરી બીજી.

આજ વાલાનાં દરસન કીધાં દોહેલાં મેતો નીરખયુંછે પર ભુજીનું મુખ રે સાંભળરે પરાંણી વાલાનાં દરશણ અતી દોહે લાં. જેની શુરી નર કરે નિતસેવના જેના પ્રમાદીક ગુણ ગાય રે શાંભલ રે પરાંણી વાલાનાં દરશન અતી દોહેલાં. જેહની આંણમાંરે નેરે શહું દેવતા જેની ગુણ તે ગાધરવ ગાય રે સાંભલ પરાંણી વાળા. જેની હાંકે તેમેરૂ પણ ઉલટે જેનાં નામથી પાવન થાય રે સાંભલ રે પરાંણી વાલાંનાં. જેના ચિતમાં દયાછે અતી ઘણા જેના ગુણ તે કયા નવજાય રે શાંભળ રે પરાંણી. જેનું નાંમ લેતાં તે શહુજીવને ઘર ઘર હો જોતે મંગળ માળ રે સાંભળ રે પરાંણી વાલનાં. કઇક

દુખીયાંને દુખથી ઉગારીયાં જેની નજરનો મોટો મહીમાય રે સાંભલ રે પ્રાંણી, વાંલાના દરશન દોહેલાં. એવા પ્રભુને ભાવેથી હું પુજતતી, મારાં સફલ થયાં સહુ કાજરે પ્રાણીવાલાનો જે કોઇ પ્રીતેં તેવાલાજીને પુજશે, એમ ઉમેદ મંડલી ગુણ ગાય રે શાંભલરે પ્રાંણી વાલાનાં દરશન દોહેલાં.

શખી નમીયે તેનેમજિન રાજ, ગઢગિરનારે રે;
શાંણી રાજુલ જુવેવાટ, શાતે વારેં રે;
શખી આદી તેં અરીઅંત. અમઘર આવો રે,
મારા સ્યાંમ શલુણાનેમ. દિલમાં ભાવો રે. ૧
શખી શોંમે શુભ શાણગાર, શજ્યેં અંતે રે;
મારા જગજીવન જિનરાજ, રમીયેં રંગે રે. ૨
શખી મંગલ શુભદિન આજ. મંગળ ચારે રે,
મારો નવભવ કેરોનેહ, સ્વામી સંભારો રે. ૩
શખી બુધે તે આવો ઘેર, બુધ્ધિના બલિયા રે;
તમે એક સહસ્રને આઠ, લક્ષણે ભરીયા રે. ૪
શખી ગુરૂ ગરવા ગુણવાન, શેવા દેાી નારે;
તમે શમુદર વિજય કુળચંદ, નેમ નગીનાં રે. ૫
શખી શુકર શાહસાવંન, ચાલો શજની રે;
મારે પ્રગટ થયાં રે પ્રભાત, વીતીરજની રે. ૬
શખી સનીયેં તે શાંજમલીય, પ્રીત વધારી રે;

એઉ પોતા મુગતી મોઝાર, નરનેં નારી રે. ૭
કહે મુળચંદ મનરંગ. આશા ફળશે રે;
જેઉજલ પાલશે શીયળ, ભવનિધી તરશે રે. ૮

## તવન ચઉદ શપનાંનું-દેશી ગીતની.

રાયરે શીધારથ, ગરપટરાંણી; નાંમે ત્રશળા સુલક્ષણીએ. રાજ ભવન માંહે, પલંગે પહોડતા; ચઉદ શપન રાણીયે લહા એ. પેહલે રે શપને, ગજવર દીઠો; બીજે વરશભ શોહાંમણાં રે. ત્રીજે સિંહ સુલક્ષણો દીઠો, ચોથી લખમી દેવતાએ. પાચમેં પંચવરણનીરે માલા, છુઠે ચંદર અમીભરો રે. સાતમેં સુરજ, આઠમેધજા; નવમે કળસ અમીભરો રે. પદ્મ શરોવર દશમેરે દીઠો, ખીરશ સમુદ્ર દીઠો ઇગયાર મોએ. દેવ વિમાન તે બારમેદીઠો, રણઝણાં ઘંટા વાજતાએ. રતન નીરાશ તેરમાં દીઠી, અગની શિખા દીઠો ચોઉદમેએ. ચઉદ શુપનલઇ, રાણીજી જાગયાં; રાય શમોવડ પોતળએ. શુંણો રે સ્વામી મેંતો સ્વપનાં લાધયાં, પાછલી રાતર બીયાંમણી રે. રાય સિધારથ પંડીત તેડયા, કહારે પંડીત ફળએ હનું રે. અમ કુલ મંડાણ, તુમ કુલદીવો; ધનરે મહાવીર સ્વામી અવતરયાં રે. જેનર ગાવે તે સુખ પાવે આનંદ ગંન વધાંમણાં રે.

સાસુ લાવો શેર શોપારી રે આંગણ આવયે વીર વેપારી

એ રાગ.

વેવાંણ ઉઠતુ વેલી ઊંઘતજી, વર આવયોએ તોરણ શાજ
સજી. સવાલાખ નગારાંનો ઘોંસપડી પોંખવાની તે જાયછે
એહઘડી. કોઇ જાંણ કરો પીછાંણ કરો, તમે પગલાં આવીને
બાર ધરો. અમને ઉભે ઘાણી વાર થઇ, વેવાંણને ખબર ક
રો જઇ. વેવાંણતું લેજે લાવ ઘણો, તારે બારણે અવશરનો
વાતણો. શુંબેઠીછે ઘરનેરે ખુણે, કંચન માણીમાલ ઘણુ શુ
ણે. આ અવસરેં કેમતુ થઇ થાંથીરે, તુજ આગણે ત્રીભુવન
પતી કયાંથીરે. દેવને દુરલભ દરશન જેહનું, શોજેં મિલવું થા
શે તેહનું. શહુ ઇંદર કરે જેહની શેવા, એહના દરશન જેમ
મીઠા મેવા. ઉઠ ઉઠતુ વેલીઆવ વલી, શીયા કાંમમાં જઇને
ડુમાણાં પડી. ઇંદરે ભંડાર ઘણા ભરીયા, માણી કંચન કરી જે
વા ઠરીયા. વલી જોઇયે તે માંગી લેજે, તોરણ પઇ તો શ
હુને દેજે. વેવાઇની હાંમ રખેં ખોતી, આડુ અવલું સું રરે
જોતી. ઇંદરાણીયે ભેંડ કરી તારી, તેણે વાત બની આવી ભારી
નહોતો જાગ્રત દીકરી દીધી હતી, શોભારેશે ઇંદરાણી વ
તી. તારે મંદીરેં આવયો ત્રીજગ ધાણી, ઉઠ ઉઠ તું વાર થ
ઇછે ધાણી. તવ સાંભલી કહે માસી સાસુ, એમ ખોટી થાઓ

શું ફાશયુ. વિવેકના કારણછે બોરા, પારકે ઘરે દીશોછો પોળાં એમ મોટાં બોલન બોલો બહુ, પડે કારજ તારે જાંણે શહુ પરઘરની વાતુંછે શોહેલી, માંથે પડી નીવેડ દોહેલી. એહાં શીતાણી વિધીમેં વરાણી, હવે આવે પરસન જીતની ધરાણી. ઇંદરાણી શમ શાણગાર ધરી, માણી મુગતા ફ્લનો થાર ભરી. ગજ રાજની પેરેં ચાલતી, શ્રીફલ શોંનઇયાં લાવતી. ઇંદરાં ણીયું મંગળ ગાવતી, એમ સરસ પરભુ પદ પાવતી.

કુવરી બાપાજીને બોરે બેસી એમ બોલે એ રાગ.

જીરે ઇંદર પુછેરે વેવાંણને, જીરે સું કરો કરાણી તુમે તેહ વ રને કેમ પોંખીયે. જીરે અમે તેમાં શમઝાં નહી જીરે કાર ણ દાખો તેહવરને, જીરે પેલુંરે ધુશરૂ આદરયું; જીરે ધુસરો ગાડલે હોયરે. ધુસરે કેમપોંખીયે. જીરે ધાંન ઉપજે ઘણું તેહમાં, જીરે મંગલરૂપી તે ધુસરે જોયરે ધુસરે એમ પોખીયે. જીરે ઇંદર પુછેરે વેવાંણને જીરે મુસલુ ઉશાલે હોય રે મુશલે કેંમ પોંખશો જીરે મુશલેં તંદુલ નીપજે. જીરે મંગળ રૂપી તે જોય મુસલે એમપોંખીયે જીરે ઇંદર પુછેરે વેવાંણનેરે જીરે રવાયો તે ગોલીયે હોય રવાયે કંમ પોખશો. જીરે રવાયાથી ઘ્રતરસ નીપજે જીરે મંગલ રૂપી તેજોય રવાયે એમ પોંખીયે જીરે ઇંદર પુછેરે વેવાંણને જીરે ત્રાક તે રેટીયે હોય ત્રાકે કેમ પોંખશો. જીરે ત્રાક થી સુતર નીપજેરે, જીરે મંગલરૂપી તે જોય ત્રાકે એમ પોંખી

જીરે ઇદર પુછેરે વેવાણનેરે. જીરે સરીયા તે ક્રુઆને હોય સગીયે કેમ પોખસો. જીરે સરીયેથી વસતુ સઉ નીપજેરે. જીરે મંગલરૂપી તે જોય સરીયે એમ પોખીયે. જીરે ઇદર પુછેરે વેવાણનેરે જીરે ઇાણી પઝી શીવજીને હોય, ઇાણીએ કેમ પોખીયે જીરે ઈંણી રખા તે રખા કરેરે. જીરે મંગલ રૂપે તે હોય ઇાણીયે એમ પોંખીયે. જીરે પાંચ એ મંગલ પર વરયાં. જીરે આદરે સગલા એ લોક વરને અમે પોંખશુ જીરે તેહ કારણ અમે ઇહાં કરયાંરે જીરે સું જાણે દેવતા લોક વરને અમે પોંખશું. જીરે સાંભલી ઇદર નૃપ હરખીયારે, જીરે હરખો સકલ પરીવાર ઉછવ આજ અતી ઘણોરે. જીરે ભુપે તંબોલ છાંટણ સમેરે. જીરે બઉને ભુસણ દીધું સાર એમઅમે પોંખીયેરે. જીરે ઘાટડી કંઠે આરોપીને જીરે પાંચા પ્રભુને ઉછાહ એમ પોંખીયેરે, જીરે માતરીકા ગોત્રીકા થાપીયાંરે જીરે લાવીયાં રંગભર તીહાં એમ પોખીયેરે.

## ગીત માળણનું.

શંગપુછે ફુલવાડીયે, માલણ કવાણશે મારગનાં ફુલ. કવાણ શુગંધ જાંણીયે, માલણ કવાણશો ફુલનો મુલ. તું છે માલણ કોંણરાજની, ચંપક કેતકી કેવડો. માલણ શેવંત્રીને જાશુળ, વલતી મલતો મોગરો. માલણ જાઈ અશોક અમુલ, તું છે મા

લણ કવણ રાયની ચંપોવાવીચો, માલણ કવણ ગુંથ્યાંએના ફુલ. ભવીક માલારે લઇ મોલવયા, માલણ કેણે ચડાવ્યા અમુલ. સાચી માલણ જીનરાજની, માલીયે ચંપોવાવીચો. માલણ ચતુર ગુંથ્યાએના ફુલ, ભવીક માલા લઇ મોલવ્યા. માલણ પ્રભુને ચડાવા અમુલ, સાચી માલણ જિનરાજની. કેરે માલણ શુણો ભવીજનો, એણી વાડીયે છે બહુ ફુલ શરશ સુગંધી જાંણીયે. તેમાં ચ પક કલીછે અમુલ સાચી માલણ જિંનરાજની. શેતરૂંજા ગિરીવર ભેટવા, માલણ આવયોછે કુચ્છનો શંગ, દેશાવટી શ્રાવક વશે. તેમાં શંગ મુખીમાં નરશિંગ! શાચી માલણ જિનરાજની. નરભ દોહલા પાંમીને માલણ પુજવા આદ્દી જિણંદ, શફલ જનમ કરી શુખ લહો માલણ લેશે પરમાનંદ સાચી માલણ જિનરાજની. સતર ભેદ શુવિધે કરી, માલણ શાંમીવછલ શોહાય. સોભાગ્ય ચંદ્ર શુ ગુરૂ લહી. માલણ સ્વરૂપ ચદ્ર ગુણગાય, સાચી માલણ જિંનરાજની.

ચાલો ચાલો શિધા ચલ જયે રે, રિખભ દેવ શુખ કારીયાં. ચાલો ચાલો સિધા ચલે જેયે રે, એ ટેક આંકડીછે. નાભી રાય મારૂ દેવીકો નંદા, એતો જુંગલ ધરમ નિવારીયાં રે. રિખભ દેવ શુખકારીયાં, ચાલો ચાલો સિધા ચલ જયે રે. આદીજિન ભેટ્યા શબ દુખ મેટયા, એતો પાપ કરમ

શણી ટારીયાં રે. રિખભ જિંણંદ શુખ કારીયાં, રાયણ રૂખ સમો સરીયાં, હારે એતો દખી ભવીક મન મોહીયાંરે, કેસર ગોલી ભરીરે કચોલી. હારે મેતો વિધ શું અંગીયાં રચાલીયાંરે રખભ દેવ સુખકારીયાં, ચાલો ચાલો. કર જોડી દલીચંદ ગુણ ગાવે, હાંરે મેતો ભવી ભવ સરણ તુમારીયાં રે. રખભ જિણંદ સુખકારીયા રે, ચાલો ચાલો સિધા ચલ જાઇ રે.

ચિતલાગે અનંત જિન ચરનનશે, ચરનનશેં જિન ચરન નશે એ આંકડી. અનંત નાથજીકો દરસન કરકે મગન ભ યો હમ મનનશે, પ્રભુ દરસન શેં પાપ કટતહે. તીમર જિમ અરૂનનશેં, આસા કરી દાસ સરણેં આવયો, ઘેલાચંદ પાયે પરનનસે ચિત લાગ્યો અનંત જીન ચરનનસેં.

## અથ રાજુલની પનરે તિથી.

ગોકલ આવજોને મારાજ. એરાગ

પડવે પીયુ પ્રીત પાલો રે, પરેમદા શું અબોલા ટાલો રે. નેહ કરી નજરે ભાલોરે મનોહર મલવું શુધા તોલે, રાણી રાજુલ ઇણીપેરે બોલેરે; મનોહર. બીજે બીજો નેહન કીજેરે, છો આળા છેહન દીજેરે. ખોટી વાતનો અંત ન લીજેં રે; મનોહર. ત્રીજે તમને નમીયેં રે, પીયુ પરદેસ કેંમ ભમીયેં રે. નિજ સ્વામીને સંગેં રમીયેં રે, મનોહર. ચોથે ચિત એ

ખું કીજેરે, જેણે દાન અભય દીધુંરે. તેણે જીવતનુ ફલ લીધુ રે; મનોહર. પાંચ પંચમ ગીતી જોઇયેરે, જાણે કેસર ની ખસબોઇ રે. કેમ કરી નાખીયેં ધોઇ રે; મનોહર. છઠે સડવિધ જીવના ત્રાતારે, જેવા આઠે પ્રવન માતા રે, એ તો સાચું કરમ વિંધાતા રે; મનોહર. ગયો સોક સાતમ તિ થી શારીરે, નેમ નિરંજન બ્રમચારી રે તેના નામની જાઉં બલીહારી; મનોહર. આવી આઠમ આનંદ કારી રે, ટાળે આઠ ભવાંતર નારી રે. વલી મત મુકો વીસારી રે; મનોહર. નવમે નવમો ભવ સારો રે, નેમ રાજુલનો આધારો રે, નેહ નીરવહી પાર ઉતારો રે; મનોહર. દસમેં પ્રભુ દયા ધરીજેરે, અબલાની આસીસ લીજેંરે તે માટે દરસ ન દીજેં રે; મનોહર. અગીયારસેં એકલી નારી રે, પીયુ મેલી તમો નિર આધારી રે. પ્રીતમ તમે પર ઉપગારી રે; મનોહર. બારસનાં બોલ સંભારો રે, આડો આવ્યો વરસા ડો રે, મોહન કેમ ભરીયેં ઉચાલો રે; મનોહર. તેરસેં તે, રણથી ફરીયા, ગિરનાર ભણે સંચરીયા રે. નેમ રાજમ તી નહી વરીયા રે; મનોહર. ચઊદસથી ચિંતા ભાગી રે, સુત સમુદ્ર વિજય લય લાગી રે, પ્રભુ થઇ બેઠા નિરાગીરે; મનોહર. પુંનમે તો પરમ પદધારી રે, થયા જનમ મરણ ભય વારી રે, પ્રભુએં રાજુલને તારી રે; મનોહર. પનર

તિથી કુરી ગાઇ રે, કહે રાજ રતન શુખ થાઇ રે, તેજ બેટ
ક પુરમાં સવાઇ રે; મનોહર.

શારૂં શારૂં રે મુંબઇ શેહેર મુંબઇ અલબેલી, માંય
બાળકરશાનની લેહેર મુંબઇ અબેલી.

## એ રાગ.

આજ આંગીરે બની ગુલજાર ચાલો જોવા જઇએ, પ્રભુ બેઠા શ્રી જિનરાજ ચાલોં જોવા જઇએ. મણી મુગતા ફલેં મુગટ જડયાછે, કુંડળ શુરય શમાંનરે, મુખ તો જાણે પુનમ ચંદા, બેઠા શ્રી મહારાજ, ચાલો જોવા જઇએ. આજ આંગીરે બની મહારાજ; ચાલો જોવા જઇએ. બાંયે બાજુ બંદ બેરખા શોભે; કંઠે હીરાનો હારરે; શોભા તો જેની કહી નવ જાયે; જાણે ઉગયો ભાંણ; ચાલો જોવા જઇએ; ફુલના ગજરા ફુલનાં તોરણ; ફુલે શોભે શહુ ઠાઠરે; નર નારીના ગલાંમાં ગજરા: દીશે ઝાક ઝમાલ; ચાલો જોવા જઇએ. ગાંન તાંનના શોર ચલાવે; અપશરા નાચે અપારરે; ભાવે કરી શઉ દવતા બોલયા; જિન શાશન જય જય થાય. ચાલો જોવા જઇએ. આજ આંગીરે બની ગુલજાર; ચાલો જોવા જઇએ. નર નારી શઉ ધયાનલગાયે; પણમે પ્રભુના પાંયરે; દાશ નરશી કહે જે શાંભલશે; તે મનવાંછીત ફળ પાય

ચાલો જોવા જઇએ. આજ આંગીરે બની ગુલજાર; ચાલો જોવા જઇએ.

સોબી ધોબી બચાડો શું કરે એ રાગનું સતવનછે.
પરાંણી ભાવેં ભેટો ભગવાંનરે; જેથી જનમ મરણ
ભય જાય કહું વાંણુ; ભાવેં ભેટો ભગવાંનનેરે
એ આકડી

પ્રભુ મોહીત મારે લટકેરે; વિણ દીઠે મારો જીવ જાય અપરાધ મારો શું થયોરે. જેથી કંથ વિયોગ મને થાય કહુ વાંણુ ભાવેં ભેટો ભગવાંનનેરે. શખી તોરણથી પાછા એ વલયારે. એક હશવું થયું નેવરી હાંણ. પશુએ તો શોર મચાવીઆરે. તમે દયા તણાછો ભાંણ. કહુ વાંણ; ભાવેં ભેટો ભગવાંનનેરે. તમો કારણ અમે શુણો શાહેબારે. વિણવાંકે અમારા જીવ જાય. તમે એક પરણશો કાંમનીરે. તેથી અશંખય પશુની હાંણ થાય કહું વાંણ. ભાવે ભેટો ભગવાંનનેરે. તવનેમી નાથ મન ચિંતવેરે. એ અણઘટતું કેવાય મારા કારણ શેઉ જીવનેરે. વિણ વાંકે તે પશુઆ પીડાય. કહું વાંણ ભાવેં ભેટો ભગવાંનનેરે.

એમ તોરણથી રથ વારીયોરે. મને માયેં આનંદ ઘણો થાય. છુટયો શંશારના જાળથીરે. નેમ બાવીશમાં તીરથકર

કહેવાય કહુ વાંણ. ભાવે ભેટા ભગવાંનનેરે એવુ જાણીને રાજુલ નીશરયાંરે. ૧૨ તોરણથી પાછા જાય:હવે રહુ શા કારણેરે. મારૂં તન મન શુખ શહુ જાય. કહુ વાંણ. ભાવે ભેટા ભગવાંનનેરે. રાજુલ મોક્ષે ગયાંરે. દાશ નરશી ભાવે ગુણ ગાય. જે કોઇ શીખેન સાંભલેરે. તેને મન વાંછીત ફલ થાય. કહુ વાંણ ભાવે ભેટા ભગવાંનનેરે.

---

## અથ શ્રી નેમ રાજુલના બારમાસ
## પ્રારંભ.

૧ ચઇતરે તે ચતુરા નાર, ચિતથી વિમાસે રે, કંત વિહુણી રાત, કિમ કરી જાશે રે ૧ વિરહવયથાની પીડ, મેં ન ખમાય રે, તુમ વિણ મુજ પ્રાણનાથ, જીવડો જાય રે ૨ યૌવન લહેર અથાહ, રાખી ન રહેશે રે, પછી પછતાશો નાહ, વાલો કહેશે રે ૩ માનવ ભવ અવતાર, લાહો લીજે રે, સફલ કરો અવતાર કહયું મુજ કીજે રે ૪ સરખો લહી સંયોગ, કાંઇ વિમાસો રે, વાચક દેવ કહે એમ, જોઇ લયો તમાસો રે ૧

૨ વઇશાખેં મીઠી સાખ, મે નવી ભાવે રે, ગઉરી મલી ગીતજ ગાય, મુજ ન સોહાવે રે ૧ દિનકર જિમ તિમ જાય, રાતરી દોહિલી રે, પીયુ વિનાની નાર, મોહે ઘ હેલી રે ૨ આ તન મન ધન યઉવન, વિરહા લુંટેરે, વાલા વિહુણી નાર, તન ધન છુટે રે ૩ નવ શત એ શાણગાર, મન ન સોહાવે રે, શકત નવિણ સહુ કોય, અન ન ભાવે રે, ૪ જોતાં જાય છે દીહ, તે નહી આવે રે, વાચક દેવ કહંત, પછી પછતાવે રે ૨

૩ જેઠે તે જીવન દુર મુકી મજાશો રે, આઠ ભવોનો નેહ, ઘર આવી વાસો રે ૧ જોવન લીજેં લાહ, રંગ ભરી રમીયે રે, વિણ ભોગે કિમ નાહ, દિવસ નિરગમીયે રે ૨ થિર નહી જગમાં કોય, જુઓ વિમાશ્રી રે, બાલક જિમ કિમ કરો હઠ, થાશે હાંસી રે ૩ ચાતુર ચતુરજ જેહ, સમય વિચારે રે, અવસર લહી સંયોગ ચિતડે તે ધારે રે ૪ મુરખ કેમ જાણે નેહ, પ્રીતજ કેહવી રે, વાચક દેવ કહંત, શાકર જેહવી રે ૩

૪ આષાઢે તે વરસે મેહ, બાદલ છાયા રે, જબ જબ જબુકે વીજ, તુજ નહી માયા રે ૧ દેખી તે મંદિર સેજ, બાલા ઘણું જુરે રે, કોઇ મિલાવે કંત, માહારા સંજ

પુરે રે ૨ રાખ્યું ન રહે તન, આખર જાશે રે, જેહવો રંગ પતંગ, તિમ એ થાશે રે ૩ દેહી તે કાચો કુંભ, કામ ન આવે રે, આ વિલસો એ સંસાર, તું સુખ પાવે રે ૪ ખાવો ને પીવો સાર, એ જગ જાણો રે, વાચક દેવ કહંત, તુમે મન આણો રે ૪

૫ શરાવણ તે સુંદર માસ, મેહુલા વરસે રે, પીતમ વિણ કિસિ નાર, મનશું તરહે રે ૧ એકલે કામ ન થાય, કે હને કહીયે રે ૨ તે દુઃખ કિમહી ન જાય. વાહાલાં વિયોગે રે, તુમે જો દીન દયાલ, મેલો ભોગે રે ૩ પુરવ પુણ્ય પસાયા ચિંતવ્યું તો થાય રે, એક સમય ક્ષણ માંહિ. દુઃખ સહુ જાય રે ૪ બાલા કહે રે વચન, કદી પીયુ મલશે રે, વાચક દેવ કહંત, જદી દુઃખ ટલશે રે ૫

૬ ભાદરવો ભલી પરેં જાય, દાદુર બોલે રે, મોર તણું સવર જેહ, હઇડું ખોલે રે ૧ આ વેધક જન વેધાય, મુરખ નવિ જાણે રે, પશુ સરખા જે હોય, મન નવી આણે રે ૨ ભરીયાં નદીય નિરવાણ, સરોવર ડહકે રે, ફુલ તણી ઘણી જાત, ચંપક બહકે રે ૩ આ શુનાં મંદિર સેજ, ઘણું દુઃખ દાયી રે, કોઇ ઉપગારી સયણ હોય, મેલે મુજ ધાઇ રે ૪ આ વિરલા તે સંસાર, પર ઉપગારી રે, આ વાચક દેવ કહે, જાઉં બલિહારી રે ૬

૭ આશોયેં તે આશયા હોય, સહુકો સરખી રે, વાલમ આવશે જેહ, મલશું હરખી રે ૧ દિવાલીનાં જે દીહા સુખમાં ભમશે રે, કેઈક દિવસનો વિયોગ, તે હવે ટલશે રે ૨ આ રમસું દિવસને રાત, વાલમ સંગેં રે, મેવા ફળ પકવાન, ભક્ષસું રંગે રે ૩ આ એહવી મન હતી હોંશ, જો પ્રભુ પુરેરે. આ સુ ગુણ સનેહો નાહ, દુઃખ મુંજ ચુરે રે ૪ આ નાહ વિના કુણ સેણ, જેહને કહીયેં રે, વાચક દેવ કહંતી લહેણું લહીયે રે ૭

૮ કાતીયેં કામની જોર, વિષય તે વયાપે રે. આ પ્રભુ વિના નહી કોય, તેહને કાપે રે ૧ આ એકલું કિમ રહેવાય, દુઃખ કિમ સહિયે રે, આ સીત તણા જે દીહ, કેહને કહીયેં રે ૨ આ રૂપેં સુદર નાર, સરિખે ટોલે રે, કરતિ હાસય વિલાસ, મદનને બોલે રે ૩ સાંભલી તેહનાં વયણ, મદન તે વયાપે રે. કામી નર જે સેણ, રહદયથી થાપે રે ૪ ખોટો તે એહ સંસાર. કુડી તે માયા રે, અવાચક દેવ કહંત, વાદલ છાયા રે ૮

૯ આ માગશીર માસે તે મન ન રહે રાખું રે, આ જેણે સુધારસ પાન અમરત ચાખું રે. ૧ આ આંબા તણા જે સવાદ, લીંબુથી નાવેરે, આ ઉતમ જનશું સંગ, મ

ધયમ નવિ ભાવેરે ૨ આસીત તણા જે સેન, અતિ ઘણુ વાયેરે, તન તન વિરહા જેહ, લુંસી જાયેરે ૩ આ ચતુરતે ચિતમેં વિચારી, સમય સંભાલેરે, જિંમ તિમ કરીને જીવ, તેહને વાલેરે ૪ આ વિષય તે વિષની જાલ, પછી દુઃખદાયી રે, આ વાચક દેવ કહંત, સુણજો ભાંઇરે

૧૦ આ પોસેં તે પીયુ પરદેશ, છોડી મજાજોરે, આ કિમ રહીશું ઘરમાંહે, ચતુરજ થાજોરે ૧ આ મેલાપકના દીહ, તે ખિણ લેખેરે, આ વિલસો સુખ સંસાર. સહુકો દેખેરે ૨ આ ફોકટ જાયે દીહ, લેખે ન લાગેરે; માનોજી મુજ મનુહાર, સુખકાં ભાંગે રે ૩ આ માનવ ભવ અવતાર, ફરી નહી આવેરે, કરો કાંઇ દાય ઉપાય જિમ સુખ થાવેરે ૪ માનનીનાં માનીયેં વયણ, કસું કર જોડીરે, આ વાચક દેવ કહંત, નાખો દુઃખ તોડીરે

૧૧. માઘે તે માયા થાય, કહું ગુણુ ગેહારે, આ નવ યઉવન એ દેહ, વિલસો નેહારે ૧ આ ચાર દિવસનો રંગ, ચટકો લીજેરે, લયો લાહો તુમે સેણ, કહયો મુજ કી જેરે ૨ ફિરી ફિરી નહીં સંસાર, જોબન જાશેરે, રાખ્યું ન રહે તન, સહુકો ભાસેરે ૩ તે કારણ કહું એમ, વાલમ માહારારે, આ આવી વસો ઘર માંહે ગુણ બહુ તારારે ૩

આ દિન દિન અધિકો પરેમ. નેહી કીજેરે. આ વાચક દેવ કહંત, રસ એ લીજેરે

૧૨. આ ફાગુણ આવયો માસ, નાહ ન આવયોરે, અબીર ગુલાલજ તેહ. સહુ મેં છંટાયોરે ૧ આ પીયુ ચાલયો ગિરનાર, મુજને છોડીરે, આ શિવરમણીશું રંગ, પરીત એણે જોડીરે ૨ આ ખોટી જગમાંહે પરીતી, જે નર કરશેરે, થિર નહી જગમાંહે કોય, સુકરૂત હરશેરે ૩ પામી તે મન વઈરાગય, સંમય લીધુંરે, આ રાજુલ સતી ગુણ જાણ, કારજ કીધુંરે ૪ આ સંવત સતર પંચાણું, રહી ચોમાસેરે, આ પોર બંદર શુભ ઠામ, મનને ઉલાસેરે ૫ શ્રી વિજયરતન સુરિંદ, વાચક દેવ બોલેરે, વારી હું નેમ જિણંદ, નહી તુમ તોલેરે ૬ ઇતિ વાચક દેવ કૃત બાર માસા સમાપત.



માંરૂ મન નંદકુવર સાથે બાંધુરે એ રાગ

## આરતી પંચ તીરથની

પેહેલીરે આરતી પરથમ જાણંદારે. શેતરૂં જે મંડાણ રીખભ જિણંદારે; શ્રી સિધાચલ તીરથે આવયારે. પુરવન વાંણું ભવીક મન ભાવયાં રે. આરતી કીજેં શ્રીજિન વરકીરે દુશરી આરતી શાંતી જાણંદકીરે. શાંતી કરે પ્રભુ શિવ મારગકી રે. પારેવો જિણેં શરણે રાખયોરે. કેવળ પાંમીને ધરમ પર કાશયોરે. આ તીશરી આરતી નેંમ જણદકીરે. રાજુલ નારી તારી નિજ હાથરે. શહસ પુરૂશ સુશંયમ લીધોરે. કરી નિજ આતમકારજ કીધોરે. ચોથી આરતી ચચુંગતી વારીરે પારશનાથ ભવીક હીત કારીરે. ગોડી પાશ સંખેસવગે પાશેરે. ભવીજનની તે પુરે આશરે. આ પાંચમી આરતી શ્રીમહાવીર રે. મેરૂપરેં જિમરયા ધીરરે સાડા બાર વરશ તપ તપીયારે. કરમ ખપાવીને શિવ પુર વશીયારે, આરતી કીજે. આણી પરેં જિનજીની આરતી ગાવેરે. શુભ પરીણાંમે શિવ પુરજાવેરે આરતી કર જોડી શેવક એમ બોલેરે. નહી કોઇ મારા જિન જીને તોલેરે. આરતી કીજે શ્રી જિનવરકીરે. ... કુરાણુ આરતી

ફાગણકે દિન ચાર, શખીરી અપનો પીય જો
માંગે શોધુંગી; ફાગણકે દિન ચાર.

## એ રાગ.

આંજ ઘરે મુંજ નાથ પધારયા તરીજે મંગલચાર; પેલેરે મંગલ પ્રભુજીની શેવા. ગશી કેશર ઘનશાર. આજ. બીજે મંગલ અગર ઉખેવું. કંઠે ઠવું ફુલહારરે. આજ. તીજે મંગલ આરતી ઉતારૂ ઘંટ બજાવુ રણકારરે આજ. ચોથે મંગલ પ્રભુ ગુણ ગાવુ નાટીક થઇ થઇકારરે આજ ઘરે. રૂપચંદ કહે નાથ નીરંજન ચરણકમલ જાઉ વારીરે આજ. નાથ પધારા કીજે મંગલ ચાર.

લગન બાજોટીએ તે હીરેરે જડીઓ એ રાગ

દીવોરે દીવોરે મંગલીકો દીવો આરતી ઉતારે બઉચરન જીવો; શોએ આરે મંગલ પરમ દીવાડી; અબડ થેલેને અબડા બાડી; દીપાડી જાણે એને દેવ અજવાલે; ભાવેરે ભગતે વીઘન નેવારે દીપડી જાણે એને દેવ કડી કાડે; આરતી ઉતારે રાજા કુવારપારે જે ગર મંગલીકો; નેગરમગલી મતુરવદ શગમરે મંગલીકો હોજો; દીવોરે દીવો બઉ ચરન જીવો.